॥ श्रीः ॥

# ग्रहगोचर-ज्योतिष.

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર સહિત.

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધકર્ત્તા

ઈડરપ્રદેશાન્તર્ગતમુંડેટિગ્રામનિવાસિ **શ્રીઉમાશંકર-**
જ્યોતિર્વિત્તનૂદ્ભવ **દુર્ગાશંકરશાસ્ત્રી.**

**गीतिश्छन्दः**

**मूडेटीकृतवसतिर्मनोमाशङ्कराङ्गसम्भूतः ।**
**दुर्गाशङ्करशास्त्री तदिदं मुद्रापयामास ॥ १ ॥**

**આવૃત્તિ પહેલી.**



**મુંબઈ:— "તત્ત્વવિવેચક" પ્રેસ.**

શકે ૧૮૧૮. સંવત્ ૧૯૫૩.

**મૂલ્ય બે આના.**

# अथ पौराणोक्तनवग्रहमन्त्राः ॥

आचम्य प्राणानायम्य । सङ्कल्पः—अद्यपूर्वोच्चारित एवंगुणविशेषेण विशिष्टायां शुभपुण्यतिथौ ममात्मनः पुराणोक्तफलप्राप्त्यर्थं मम जन्मराशेः सकाशाद्विरुद्धचतुर्थाष्टमद्वादशादिस्थानस्थितामुकग्रहपीडापरिहारद्वारा एकादशस्थानस्थितवदुत्तमफलप्राप्त्यर्थममुकग्रहस्य जपं करिष्ये । तत्रादित्यमन्त्रः—जपाकुसुमसङ्काशं काश्यपेयं महाद्युतिम् । तमोरिं सर्वपापघ्नं प्रणतोऽस्मि दिवाकरम् ॥ १ ॥ सोममन्त्रः—दधिशंखतुषाराभं क्षीरार्णवसमुद्भवम् । नमामि शशिनं सोमं शंभोर्मुकुटभूषणम् ॥२॥ भौममन्त्रः—धरणीगर्भसंभूतं विद्युत्कान्तिसमप्रभम् । कुमारं शक्तिहस्तं च मंगलं प्रणमाम्यहम् ॥३॥ सौम्यमन्त्रः—प्रियङ्गुकलिकाश्यामं रूपेणाप्रतिमं बुधम् । सौम्यं सौम्यगुणोपेतं तं बुधं प्रणमाम्यहम् ॥ ४ ॥ बृहस्पतिमन्त्रः— देवानां च ऋषीणां च गुरुं काञ्चनसन्निभम् । बुद्धिभूतं त्रिलोकेशं तं नमामि बृहस्पतिम् ॥ ५ ॥ शुक्रमन्त्रः—हिमकुन्दमृणालाभं दैत्यानां परमं गुरुम् । सर्वशास्त्रप्रवक्तारं भार्गवं प्रणमाम्यहम् ॥ ६ ॥ शनिमन्त्रः—नीलांजनसमाभासं रविपुत्रं यमाग्रजम् । छायामार्तंडसंभूतं तं नमामि शनैश्चरम् ॥ ७ ॥ राहुमन्त्रः—अर्धकायं महावीर्यं चन्द्रादित्यविमर्दनम् । सिंहिकागर्भसम्भूतं तं राहुम्प्रणमाम्यहम् ॥ ८ ॥ केतुमन्त्रः—पलाशपुष्पसङ्काशं तारकाग्रहमस्तकम् । रौद्रं रौद्रात्मकं घोरं तं केतुम्प्रणमाम्यहम् ॥ ९ ॥ अनेन अमुकग्रहमन्त्रजपकर्मणाऽमुकग्रहरूपी परमेश्वरः प्रीयतां न मम ॥ इति पौराणोक्तनवग्रहमन्त्राः ॥

श्रीगणाधिपतये नमः

अथ

गुर्जरटीकासमन्वित

# ग्रह गोचर ज्योतिष.

## अथ सूर्यस्य शुभफलम् ।

श्रीगणेशाय नमः ॥ सहज ३ दशम १० षष्ठे ६ लाभगे ११ याति सूर्ये धनयशनृपमान्यं सर्वकार्येषु सिद्धिः । शुभमतिमखिलार्थं बंधुवर्गोपसौख्यं सुतसुखधनलाभं पुण्यवृद्धिं करोति ॥ १ ॥

### સૂર્યનું શુભફલ.

જ્યારે સૂર્ય ત્રીજો[1] દશમો, છઠ્ઠો, અને અગીયારમો હોય ત્યારે ધન, યશ, રાજા તરફથી માન્ય, સર્વે કાર્યોમાં સિદ્ધિ, ઉત્તમ બુદ્ધિ, વિવિધ પ્રકારના ધનનો લાભ, બંધુવર્ગમાં સુખ, પુત્રસુખ, ધનલાભ અને પુણ્યની વૃદ્ધિ કરેછે ॥૧ ॥

---

૧ જે ગ્રહનું ફલ જોવું હોય તે ગ્રહ પંચાંગમાં કઈ રાશીનો છે, તે નિશ્ચય કરવું પછી જે માણસનું ફલ અવલોકન કરવું હોય તેની જન્મરાશીથી તે ગ્રહ કેટલામોછે. તે જોઈ તે ઉપરથી ફલ કહેવું એમ સર્વ ઠેકાણે સમજવું.

अथ सूर्यस्याशुभफलम् ।

जन्मांत्य १.१२ सप्ताश्वि ७,२ चतुर्थ ४ संस्थः पंचाष्टके ५,८ वै नवमे ९ ऽपि भानुः । रोगं च शोकं भयमग्निपीडां व्याधिप्रवासौ कुरुतेऽर्थहानिम् ॥ २ ॥

સૂર્યનું અશુભ ફલ.

અને જો પહેલો, બારમો, સાતમો, બીજો, ચોથો, પાંચમો, આઠમો અને નવમો સૂર્ય હોય તો રોગ, શોક, ભય, અગ્નિપીડા, વ્યાધી, પરદેશગમન અને દ્રવ્યનો નાશ કરેછે ॥ ૨ ॥

अथ चंद्रस्य शुभफलम् ।

जन्म १ त्रि ३ सप्ताश्वि ७,२ दशाय १०११ संस्थः षष्ठो ६ विधुश्चापि करोति लाभम् । द्रव्यागमं मित्रसमागमं च सद्बुद्धिवृद्धिं द्विजदेवभक्तिम् ॥ ३ ॥

ચંદ્રનું શુભફલ.

પહેલો, ત્રીજો, સાતમો, બીજો, દશમો, અગિયારમો, અને છઠ્ઠો ચંદ્રમા હોય તો લાભ, ધનપ્રાપ્તિ, મિત્રનો સમાગમ, સદ્બુદ્ધિની વૃદ્ધિ, બ્રાહ્મણ અને દેવની ભક્તિ પ્રાપ્ત કરેછે ॥ ૩ ॥

अथ चंद्रस्याशुभफलम् ।

धर्माब्धि ९,४ गश्च सुत ५ रंध्र ८ गतो व्य-
यस्थो १२ द्रव्यार्थहानिमखिलं कुरुतेऽपि चं-
द्रः । चौराग्निभीतिवधबंधयुतं करोति हानिर्वि-
योगभयदुःखयुतं करोति ॥ ४ ॥

ચંદ્રનું અશુભ ફલ.

નવમો, ચોથો, પાંચમો, આઠમો અને બારમો ચંદ્રમા આવે તો સઘળા પદાર્થ અને ધનની હાની કરે છે; ચોર, અગ્નિનો ભય, વધ અને બંધન કરેછે. તથા હાની, વિયોગ, ભય અને દુઃખયુક્ત કરેછે ॥ ૪ ॥

अथ मंगलस्य शुभफलम् ।

त्रि ३ षष्ठ ६ लाभे ११ धरणीसुतः स्याद्
गोभूहिरण्यांबरलाभकारी । शत्रुक्षयं राजकृपां
विधत्ते ह्यारोग्यसौख्यं विविधं करोति ॥ ५ ॥

મંગલનું સારૂં ફલ.

જો મંગલ ત્રીજો, છઠ્ઠો, અને અગીયારમો હોય, તો ગાય, ભૂમિ, સોનું તથા વસ્ત્રનો લાભ કરે; શત્રુનો નાશ અને રાજાની કૃપા કરાવે, વળી શરીરે નીરોગી અને વિવિધ પ્રકારના સુખો પ્રાપ્ત કરે ॥ ૫ ॥

अथ भौमस्य नेष्टफलम् ।

जन्मनि १ चतुर्थ ४ पंचम ५ द्वादश १२ सप्ताष्ट ७,८ नव ९ द्वि २ दशमेषु । व्याधिं विदेशगमनं मित्रविरोधं कुजः कुरुते ॥ ६ ॥

મંગલનું નઠારૂં ફલ.

જો મંગલ પહેલો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો, નવમો, બીજો અને દસમો હોય તો રોગ, પરદેશગમન અને મિત્રની સાથે કલેશ કરાવે ॥ ૬ ॥

अथ बुधस्य शुभफलम् ।

लाभे ११ द्वि २ षष्ठे ६ दशमे १० चतुर्थे ४ रंध्रे ८ बुधश्चापि करोति लाभम् । सौभाग्यसौख्यं मनसोऽपि हर्षं चार्थागमं वर्धनमाशु सम्पदाम् ॥ ७ ॥

બુધનું શુભ ફલ.

જો બુધ અગિયારમે, બીજે, છઠ્ઠે, દશમે, ચોથે અને આઠમે આવે તો લાભ, સારૂં ભાગ્ય, સુખ, મનને આનંદ, ધનની આવક અને સંપત્તીનો વધારો કરેછે ॥ ૭ ॥

अथ बुधस्य नेष्टफलम् ।

जन्मद्वादश १,१२ पंचमे ५ ऽपि नवमे ९ द्यूने ७ तृतीये ३ ऽपि वा सौख्यस्यापि विनाशनं प्रकुरुते द्रव्यार्थहानिं बुधः । भ्रातुश्चापि विरोधशोककुभयं चांगेऽपि कष्टं महन्नानाशत्रुभयं सदैवमसुखं व्याधिं वियोगं तथा ॥ ८ ॥

બુધનું નરસું ફલ.

જો બુધ પહેલે, બારમે, પાંચમે, નવમે, સાતમે અને ત્રીજે હોય તો સુખનો નાશ, સત્વ ( ગુણોના આશ્રય ) અને ધનની હાની તેમજ ભાઇઓની સાથે વિરોધ, શોક, નઠારો ભય, અને વળી દેહને વિષે મહાન્ કષ્ટ, નાના પ્રકારના શત્રુનો ભય નિરંતર દુઃખ, પીડા તથા વિયોગ કરે છે ॥ ૮ ॥

अथ गुरोः शुभफलम् ।

द्वि २ धर्मे ९ च लाभे ११ सुते ५ सप्तमे ७ स्याद् गुरुर्लाभकारी क्रये विक्रयेऽपि । प्रतिष्ठाविवृद्धिं तथा बुद्धिवृद्धिं करोत्यर्थलाभं सुखं संपदश्च ॥ ९ ॥

ગુરૂનું ઉત્તમ ફલ.

જો ગુરૂ બીજે, નવમે, અગિયારમે, પાંચમે અને સાતમે હોય તો ખરીદવામાં, વેચવામાં લાભકારક થાય; પ્રતિષ્ઠાની વિશેષ વૃદ્ધિ તથા બુદ્ધિની વૃદ્ધિ, દ્રવ્યનો લાભ, સુખ અને સંપત્તિ પ્રાપ્ત કરેછે ॥ ૯ ॥

अथ गुरोरशुभफलम् ।

द्वादश १२ दशम १० चतुर्थे ४ जन्मनि १ षष्ठाष्टमे ६,८ तृतीये ३ च । व्याधिं विदेशागमनं मित्रविरोधं गुरुः कुरुते ॥ १० ॥

ગુરૂનું નેષ્ટ ફલ.

જો ગુરૂ બારમે, દશમે, ચોથે, પહેલે, છઠ્ઠે, આઠમે અને ત્રીજે આવે તો વ્યાધિ, પરદેશગમન અને મિત્રની સાથે વિરોધ કરાવેછે ॥ ૧૦ ॥

अथ शुक्रस्य श्रेष्ठफलम् ।

द्वि २ धर्मलाभाष्टमगे ९,११,८ सुते ५ स्याद्व्ययाख्य १२ वन्हि ३ प्रथमे १ ऽपि शुक्रः । चतुर्थ ४ गश्चापि समागमं च सत्पुत्रवर्गादिसुखं करोति ॥ ११ ॥

શુક્રનું સારૂં ફલ.

શુક્ર જો બીજે, નવમે, અગિયારમે, આઠમે, પાંચમે, બારમે, ત્રીજે અને પહેલે રહેલો હોય તેમજ ચોથે હોય તો (સારા માણુસ સાથે) સમાગમ અને સત્પુત્ર વિગેરેનુ સુખ કરે છે. ૧૧

अथ शुक्रस्य नेष्टफलम् ।

कर्म १० सप्त ७ रिपुगो ६ ऽशुभः स्मृतो रोगशोकमपि दत्तवान्भृगुः । कार्यनाशनमथो महापदं स्त्रीविरोधमपि कष्टदः सदा ॥ १२ ॥

શુક્રનું અશુભ ફલ.

જો દશમે, સાતમે અને છઠ્ઠે આવે તો નેષ્ટ કહેલો છે; તે રોગ તથા શોક પ્રાપ્ત કરેછે. તેમજ કાર્યનો નાશ, મોટી વિપત્તિ સ્ત્રીથી વિરોધ અને હમેશાં કષ્ટ આપેછે ॥ ૧૨ ॥

अथ मंदस्य शुभफलम् ।

त्रि ३ षष्ठे ६ च लाभे ११ शनिश्चापि सौख्यं ततो लाभकारी हिरण्यांबराणि । नृपान्मित्रपक्षाज्जयं चार्थलाभं करोत्यर्थलाभं सुखं संपदं च ॥ १३ ॥

શનિનું સારૂં ફલ.

જો ત્રીજે, છઠ્ઠે અથવા અગિઆરમે શનિ આવે, તો સોનું, તથા વસ્ત્રોનો લાભ કરે; રાજાથી અને મીત્ર પક્ષથી જય તેમજ

ધનનો લાભ કરાવે, વળી અર્થલાભ, સુખ અને સંપત્તિ પ્રાપ્ત કરેછે ॥ ૧૩ ॥

अथ मंदस्याशुभफलम् ।

जन्मनि १ चतुर्थ ४ पंचम ५ द्वादश १२ सप्ताष्ट ७,८ नव ९ द्वि २ दशमे १० षु । स्वजननेनापि च कलहं द्रव्यार्थहानिमर्कजः कुरुते ॥ १४ ॥

શનિનું નઠારૂં ફલ.

જો શનિ પહેલે, ચોથે, પાંચમે, બારમે, આઠમે, નવમે, બીજે અને દશમે હોય, તો કુટંબીઓ સાથે પણ કલેશ, દ્રવ્ય (ગુણોનો આશ્રય) અને ધનની હાની કરેછે. ॥ ૧૪ ॥

अथ राहोः श्रेष्ठफलमशुभफलं च ।

उपचये ३,६,१०,११ प्रथमे १ नवमे ९ तमो दिशाति पुत्रकलत्रघनागमम् । द्वि-मित्त २ पंचम ५ रंध्र ८ मुनि ७ स्थितोहिबुकारिःफ १२ गतो मरणं ध्रुवम् ॥ १५ ॥

રાહુનું ઉત્તમ ફલ તથા અધમ ફલ.

જો રાહુ, ત્રીજે, છઠે, દશમે, અગિયારમે, પહેલે અને નવમે હોય, તો પુત્ર, સ્ત્રી અને દ્રવ્યનો લાભ આપેછે; તેમજ

જો બીજે, પાંચમે, આઠમે, સાતમે, ચોથે અથવા બારમે રહેલો હોય તો નિશ્ચય મરણ તુલ્ય કરેછે ॥ ૧૫ ॥ એજ પ્રમાણે કેતુનું પણ ફલ જાણવું.

अथ लघुकल्याणी ( पनोति ) फलम् ।

कल्याणी प्रददाति वै रविसुतो राशेश्च-
तुर्थाष्टमे व्याधिं बंधुविरोधदेशगमनं क्लेशं च
चिंताधिकम् ॥ मृत्युं चैव करोति चापि मनुजं
दुःखादिवन्हिर्भयं लोहं शस्त्रभयं सदैवमसुखं
कुर्यादसौ सर्वदा ॥ १६ ॥

નાની પનોતિ ( અઢિવરસની ) નું ફલ.

કોઈ માણસની જન્મરાશીથી શનિ ચોથો અથવા આઠમો આવે તો નાની પનોતિ જાણવી, તેનુ ફલ; વ્યાધિ, કુટુંબીઓ સાથે વિરોધ, પરદેશગમન, કલેશ, અધિક ચિંતા, તેમજ કદાચ મૃત્યુ પણ કરાવે, વળી દુઃખ, અગ્નિથી ભય, લોહ આદિ શસ્ત્ર ભય અને નિરંતર અસુખ કરે છે ॥ ૧૬ ॥

अथ बृहत् कल्याणी ( पनोति ) फलम् ।

राशौ द्वादश १२ मूर्ध्नि जन्म १ हृदये पादौ
द्वितीये २ शनिर्नानाक्लेशकरोति दुर्जनभयं
पुत्रान्यपशून्पीडयेत् । हानिः स्यान्मरणं विदेश-

गमनं सौख्यं च साधारणं रामाऋद्धिविनाशनं प्रकुरुते तुर्याष्टमे वाथवा ॥ १७ ॥

**મોટીપનોતિ ( સાડાસાત વરસની ) નું ફલ.**

કોઈપણ માણુસની જન્મ રાશીથી ગણુતાં બારમો શનિ જે દીવસથી થાય તે દીવસથી બીજો શનિ પુરો થાય ત્યાંસુધીની સાડાસાત વરસની પનોતિ જાણુવી, બારમો શનિ હોય ત્યાંસુધી મસ્તક ઉપર જાણુવી; પહેલો શનિ હોય ત્યારે છાતિયે, અને બીજો શનિ આવે ત્યારે પગે પનોતિ જાણુવી; ( તેનું ફળ ) નાના પ્રકારના કલેશ, દુર્જનથી ભય, પુત્રોને અને પશુ ( ચોપગાં જનાવર ) ને પીડા, હાનિ, મરણુતુલ્ય પીડા, પરદેશગમન, સ્ત્રી તથા દ્રવ્યનો નાશ કરે છે; ચોથે, આઠમે શનિ હોય તોપણુ એવુંજ ફલ વિકલ્પે કરીને જાણુવું ॥ ૧૭ ॥

**अथ सर्वग्रहाणां फलनियमः ।**

राश्यादिगौ रविकुजौ फलदौ सितेज्यौ मध्ये सदा शशिसुतश्चरमेऽब्जमंदौ । अध्वान्नवह्नि भयसन्मतिवस्त्रसौख्यं दुःखानि मासि जनिभे रविवासरादौ ॥ १८ ॥

**ગ્રહોના ફલ આપવાનો સમય.**

સૂર્ય અને મંગલ રાશીની આદિમાં, શુક્ર અને ગુરૂ મધ્યમાં તથા બુધ, ચંદ્ર અને શનિ ઉતરતાં ફલ આપેછે; જન્મમાસ,

જન્મનક્ષત્ર જો રવિવારે બેસે તો પંથ કરાવે; સોમવારે બેસે તો અન્નલાભ કરાવે, મંગલવારે બેસે તો અગ્નિથી ભય થાય, બુધવારે બેસે તો સારી બુદ્ધિ થાય, ગુરૂવારે બેસે તો વસ્ત્રલાભ થાય, શુક્રવારે બેસે તો સુખ પ્રાપ્ત થાય અને શનિવારે બેસે તો દુઃખ ઉત્પન્ન કરેછે ॥ ૧૮ ॥

अथ ग्रहाणां भुक्तसंख्या ।

मासं शुक्रबुधादित्याः सार्द्धमासं तु मंगलः ।
त्रयोदश गुरुश्चैव सपादद्विदिनं शशिः ॥ १९ ॥
राहुरष्टादशान्मासांस्त्रिंशन्मासाञ्शनैश्चरः ।
यथा राहुस्तथा केतू राशिभुक्ताः प्रकीर्तिताः २०

દરેક ગ્રહ રાશીમાં કેટલો વખત રહેછે તેનો નિયમ.

શુક્ર, બુધ તથા સૂર્ય પ્રત્યેક રાશીમાં એક માસ રહેછે, મંગલ દોઢ માસ, ગુરૂ તેર માસ, ચંદ્રમા સવા બે દિવસ, રાહુ અઢાર માસ, શનિ ત્રીસ મહિના (અઢી વરસ) અને કેતુ અઢાર માસ ( દોઢવરસ ), પ્રત્યેક રાશી ભોગવેછે ॥ ૧૯-૨૦ ॥

अथ पाद विचारः ।

तनौ १२ रसे ६ रुद्र ११ सुवर्णपादे द्वि २
पंच ५ नंदा ९ रजतं शुभं च ॥ त्रि ३ सप्त ७
दिक् १० ताम्रपदं वदन्ति तुर्याष्टमार्के ४,८,
१२ खलु लोहकष्टम् ॥ २१ ॥

### પનોતિના ચાર પાયા વિષે.

જે દીવસે પનોતિ બેસતી હોય, તે દિવસના ચંદ્રમા પંચાંગમાં જોવા, જો પહેલો, છઠ્ઠો અને અગિયારમો ચંદ્રમા હોય, તો સોનાને પાયે પનોતિ બેસે; બીજો, પાંચમો અને નવમો હોય તો રૂપાને પાયે જાણવી; ત્રીજો, સાતમો અને દસમો હોય તો ત્રાંબાને પાયે જાણવી; તેમજ ચોથો, આઠમો અને બારમો ચંદ્રમા હોય તો લોખંડને પાયે જાણવી અને તે કષ્ટ આપનાર જાણવી ॥ ૨૧ ॥

अथ सुवर्णपादफलम् ।

कुटुंबरोधं बहुरोगयुक्तं क्लेशोदयं चैव करोति नित्यम् ॥ द्रव्यार्थनाशं बहुलं करोति सुवर्ण पादे स्वजने विरोधम् ॥ २२ ॥

પનોતિ સોનાના પાયે બેસે તેનું ફલ.

સોનાને પાયે પનોતિ બેઠી હોય તો કુટુંબમાં વિરોધ, નાના પ્રકારના રોગ અને નિત્ય કલેશ ઉત્પન્ન કરે છે. તેમજ દ્રવ્ય ( ગુણોનો આશ્રય ) અને ધનનો નાશ અને સ્વજનમાં વિરોધ ઉત્પન્ન કરેછે ॥ ૨૨ ॥

अथ रजतपाद फलम् ।

व्यापारमुग्रं धनधान्य संपन्महत्प्रतापः खलु

राजमान्यम् । तद्वर्षमध्ये सुखसंपदाप्तिः स्यान्मंगलंवै यदि रौप्यपादे ॥ २३ ॥

રૂપાને પાયે પનોતિ બેસે તેનું ફળ.

રૂપાને પાયે પનોતિ હોય તો ઉત્તમ વ્યાપાર, ધન, ધાન્ય, સંપત્તિ, મોટો પ્રતાપ અને રાજ્ય તરફથી માન્ય થાય તેમજ તે વરસમાં સુખ સંપત્તિ અને મંગલ કાર્યો થાય ॥ ૨૩ ॥

अथ ताम्रपादफलम् ।

अनंतलक्ष्मीं प्रकरोति लाभं कलत्रपुत्रैः सुखसंपदाप्तिम् । लाभोदयं चैव करोति सौख्यं शरीरसौख्यं खलु ताम्रपादे ॥ २४ ॥

ત્રાંબાના પાયે પનોતિ બેસે તેનું ફળ.

ત્રાંબાને પાયે પનોતિ હોય તો અનંત લક્ષ્મી, લાભ, સ્ત્રી પુત્રનું સુખ, સંપત્તિની પ્રાપ્તિ, લાભનો ઉદય, સુખ અને શરીર સંબંધી સુખ કરે છે ॥ ૨૪ ॥

अथ लोहपादफलम् ।

शरीरपीडां रुधिरप्रकोपं कलत्रपीडाः पशु पुत्र पीडाम् ॥ व्यापारनाशं नृपतेर्भयं च लोहस्य पादे खलु निर्धनत्वम् ॥ २५ ॥

લોખંડને પાયે પનોતિ બેસે તેનું ફળ.

લોખંડને પાયે પનોતિ બેઠી હોય તો, શરિરે પીડા, લોહીનો પ્રકોપ, સ્ત્રી, પુત્ર તેમજ પશુને પીડા, વ્યાપારનાશ, રાજાથી ભય અને નિર્ધનપણું પ્રાપ્ત કરે છે ॥ ૨૫ ॥

---

# अथ ग्रहदानप्रकरणम्

## अथ सूर्यदानम् ।

माणिक्यगोधूमसवत्सधेनुं कौसुंभवस्त्रं गुड-
हेमताम्रम् । आरक्तकं चंदनपंकजं च वदंति
दानं हि प्रदीप्तधाम्ने ॥ २६ ॥

सूर्यनुं दान.

માણુક, ગહું, વાછરડા સહિત ગાય, કુસુંબી રંગનું વસ્ત્ર, ગોળ, સોનુ, તાંબુ, લાલ ચંદન અને કમળ એટલી વસ્તુઓ સૂર્યના દાનમાં આપવાની કહેલી છે ॥ ૨૬ ॥

## अथ चंद्रदानम् ।

सद्वंशपात्रस्थिततंदुलाश्च कर्पूरमुक्ताफलशुभ्र-

---

૧ મધ્ય વર્તુલ મંડલ અંગુલ ૧૨ કલિંગદેશમાં જન્મ, કાશ્યપ ગોત્ર રક્ત વર્ણ સીંહ રાશીનો સ્વામી જપ ૭૦૦૦.

૨ અગ્નિ કોણમાં ચોખંડુ □ મંડળ, અંગુલ ૨૪ નું, પશ્ચિમાભિમુખ, યમુના તીરોદ્ભવ, આત્રેયસગોત્ર, શુકલ વર્ણ, કર્કરાશીનો સ્વામી, જપ ૧૧૦૦૦

वस्त्रम् । गवोपयुक्तं वृषभं च रौप्यं चंद्राय दद्याद् घृतपूर्णकुंभम् ॥ २७ ॥

ચંદ્રનું દાન.

સારા વાંસના પાત્રમાં ભરીને ચોખા, કપૂર, મોતી, સફેત વસ્ત્ર, ગાય સહિત વાછરડો, રૂપું અને ઘીનો ભરેલો કુંભ એટલી વસ્તુનું ચંદ્રને માટે દાન કરવું ॥ ૨૭ ॥

अथ भौमदानम्[1] ।

प्रवालगोधूममसूरिका च वृषारुणं चापि गुडं सुवर्णम् । आरक्तवस्त्रं करवीरपुष्पं ताम्रं हि भौमाय वदंति दानम् ॥ २८ ॥

મંગલનું દાન.

પરવાલાં, ઘહું, મસુરની દાલ, લાલ બળદ, ગોળ, સુવર્ણ, લાલ વસ્ત્ર, લાલ કરણનું ફુલ અને ત્રાંબું એ સર્વનું દાન મંગલને માટે કહ્યું છે. ॥ ૨૮ ॥

अथ बुधदानम्[2] ।

चैलं च नीलं कलधौतकांस्यं मुद्रा च गौरुत्त-

---

૧ દક્ષિણમાં ત્રિકોણ △ મંડળ, ત્રણ અંગુલનું દક્ષિણાભિમુખ, અવન્તી દેશોદ્ભવ, ભારદ્વાજસ ગોત્ર, રકત વર્ણ, મેષ અને વૃશ્ચિક રાશીનો સ્વામી, જપ ૧૦૦૦૦

૨ ઇશાન કોણમાં બાણાકાર ચાર આંગળના મંગળમાં ઉત્તરાભી મુખ, મગધદેશોદ્ભવ, આત્રેયસગોત્ર, પીતવર્ણ, કન્યા અને મીથુનરાશીનો સ્વામી જપ ૪૦૦૦.

मतस्यपुष्पम् । दासी च हस्ती च सदा प्रदेयं
वदंति दानं विधुनंदनाय ॥ २९ ॥

बुधनुं दान.

નીલવસ્ત્ર, સ્વચ્છ કાંસું, મગ, ગોરૂ ચંદન, પુષ્પ, દાસી, હાથી તેટલાં બુધના માટે સદા દાન કહેલાં છે. ॥ ૨૯ ॥

अथ गुरुदानम्[1] ।

शर्करा च रजनी तुरंगमः पीतधान्यमपि
पीतमंबरम् । पीतपुष्पलवणं च कांचनं प्री-
तये सुरगुरोः प्रदीयताम् ॥ ३० ॥

ગુરૂનું દાન.

સાકર, હલદર, ઘોડો, પીળું અનાજ, પીળું વસ્ત્ર, પીળું ફૂલ, મીઠું અને સોનું એ સર્વેનું ગુરૂની પ્રિતિ માટે દાન કરવું. ॥૩૦॥

अथ शुक्रदानम्[2] ।

चित्रांबरं शुभ्रतरस्तुरंगो धेनुः सवत्सा रजतं
सुवर्णम् । सुतंदुलं चैव सुगंधयुक्तं वदंति दानं
भृगुनंदनाय ॥ ३१ ॥

---

૧ ઉત્તરમાં દીર્ઘ ચતુરસ્ત્ર મંડલ □ અંગુલ ૭ ઉત્તરાભિમુખ, સીંધુદેશોદ્ભવ, પીતવર્ણું, આંગીરસગોત્ર, મીન અને ધનરાશીનો સ્વામી જપ ૧૯૦૦૦.

૨ પૂર્વમાં પંચકોણુવાલા નવ આંગળના મંડલમાં, પૂર્વાભિમુખ, ભોજકટ દેશો-દ્ભવ, ભાર્ગવસ ગોત્ર, શુક્લવર્ણું, વરખ અને તુલા રાશીનો સ્વામી, જપ ૧૬૦૦૦.

### શુક્રનું દાન.

ચિત્ર વસ્ત્ર, ધોળો ઘોડો, વાછરડા સહિત ગાય, ચાંદી, ચોખા અને સુગંધી એટલી વસ્તુનું દાન શુક્રમાટે કહેલું છે. ૩૧

### अथ शनैश्चरस्यदानम् ।

माषाश्च तैलं विमलेंद्रनीलं नीलांबरं स्यान्महिषी च लोहम् । सदक्षिणं चेति वदंति नूनं दुष्टाय दानं रविनंदनाय ॥ ३२ ॥

### શનીનું દાન.

અડદ, તેલ, ઇન્દ્રનીલ (નીલમ), કાલું વસ્ત્ર, ભેંસ અને લોઢું એ સર્વે વસ્તુ દક્ષિણા સહિત નેષ્ટ શનીને માટે આપવી. ॥ ૩૨ ॥

### अथ राहोर्दानम् ।

गोमेदरत्नं च तुरंगमश्च सुनीलचैलं नीलकंबलं च । तिलाश्च तैलं खलु लोहमिश्रं स्वर्भानवे दानमिदं वदन्ति ॥ ३३ ॥

---

૧ પશ્ચિમમાં ધનુષ્યાકાર, બે આંગળના મંડલમાં, પશ્ચિમાભિમુખ, સૌરાષ્ટ્ર દેશોદ્ભવ, કાશ્યપસગોત્ર, કૃષ્ણવર્ણ, મકર અને કુંભ રાશીનો સ્વામી, જપ ૨૩૦૦૦.

૨ નૈઋત્યમાં શૂર્પાકાર દ્વાદશ અંગુલ મંડલમાં દક્ષિણાભિમૂખ. રાઠીના પુરોદ્ભવ પૈઠીનસ ગોત્ર કૃષ્ણવર્ણ જપ ૧૮૦૦૦.

### રાહુનું દાન.

ગોમેદ, રત્ન, કાળો અશ્વ, નીલ વસ્ત્ર, કાળો કામલો, તલ, તેલ અને લોખંડ એટલી વસ્તુનું દાન રાહુને માટે કહે છે ॥ ૩૩॥

### अथ केतोर्दानम् ।

वैडूर्यरत्नं सतिलं च तैलं सुकंबलं चासित-
पुष्पकं च । वस्त्रं च केतोः परितोषहेतोरुदीरितं
दानमिदं मुनींद्रैः ॥ ३४ ॥

### કેતુનું દાન.

વૈડૂર્ય મણિ, રત્ન, તલ, તેલ, સારો કામળો, કાળું પુષ્પ, કાળું વસ્ત્ર, એટલી ચીજોનુ દાન કેતુની પ્રસન્નતા માટે મુનીઓએ કહેલું છે ॥ ૩૪ ॥

॥ इति गृहदान प्रकरणं समाप्तम् ॥

॥ अथ दिन दशा प्रकरणम् ॥ दशाया दिन संख्या ॥

रविनख २० दिनसंख्या चंद्रमाव्योमबाणैः
५० क्षितितनयगजाश्वी २८ चंद्रजःषट्शराणि
५६ ॥ शनिरसगुण ३६ संख्यावाक्यतिर्ना-
गबाणै ५८ र्नयनयुग ४२ च राहुः सप्ततिः
७० शुक्र संख्या ॥ ३५ ॥

---

૧ વાયવ્ય કોણમાં ધ્વજાકાર ષડંગુલ મંડલમાં દક્ષિણાભિમુખ અન્તરવેદી સમુદ્ભવ જૈમિનસ ગોત્ર ધૂમ્રવર્ણું જપ ૧૭૦૦૦.

**દરેક ગ્રહોની દશાના દિવસની સંખ્યા.**

સૂર્યની દશા ૨૦ દિવસની, ચંદ્રની દશા ૫૦ દિવસની, મંગલની દશા ૨૮ દિવસની, બુધની દશા ૫૬ દિવસની, શનિની દશા ૩૬ દિવસની, ગુરૂની દશા ૫૮ દિવસની, રાહુની દશા ૪૨ દિવસની તથા શુક્રની દશા ૭૦ દિવસની સમજવી ।। ૩૫ ।।

।। अथ दशा प्रवृत्तिः ।।

जन्मके विंशतिः सूर्ये तृतीये दश चंद्रमाः ।।
चतुर्थे चाष्टमे भौमे षष्ठे वेद बुधस्तथा ।।३६।।
सप्तमे दश मंदस्य नवमोष्ट बृहस्पतेः ।। दशमे
विंशती राहोः शेषा भृगुदशाभवेत् ।। ३७ ।।

**દરેક ગ્રહોની દશા કયારે શરૂ થાય તે બાબત.**

હરકોઈ માણુસને જન્મનો ( પોતાની રાશીનો ) સૂર્ય થાય ત્યારથી વીસ દીવસ સુધી સૂર્યની દશા જાણુવી, તે સૂર્યની દશા ઉતર્યા બાદ ત્રીજા સૂર્યના દસ દિવસ સુધી એટલે એકંદર પચાસ દિવસની ચંદ્રની દશા જાણુવી, ત્યાર પછી તરત મંગલની દશા શરૂ થાય. તે ચોથા સૂર્યના આઠ દિવસ સુધી એટલે એકંદર અઠ્ઠાવીસ દિવસ સુધી રહે, ત્યારપછી છઠ્ઠા સૂર્યના ચાર દિવસ સુધી એટલે એકંદર છપ્પન દીવસની બુધની દશા રહે, ત્યાર પછીં શનીની દશા સાતમા સૂર્યના દસ દીવસ સુધી એટલે એકંદર છત્રીસ દીવસ સુધી રહે, ત્યાર પછી ગુરૂની દશા નવમા સૂર્યના આઠ દીવસસુધી એટલે એકંદર અઠ્ઠાવન દીવસની રહે,

ત્યાર પછી રાહુની દશા બેસે તે દસમા સૂર્યના વીસ દીવસ સુધી એટલે એકંદર બેતાલીસ દીવસ રહે, ત્યારપછીં શુક્રની દશા બેસે તે બારમો સૂર્ય પુરો થાય ત્યાંસુધી એટલે એકંદર સીત્તેર દીવસની જાણુવી. ॥ ૩૬ ॥ ૩૭ ॥

सूर्यो वित्तविनाशनं प्रकुरुते धमार्थलाभं-
शशी भौमः शस्त्रविघात रोगमरणं चंद्रात्मजः
संपदम् । मंदोमंदगतिर्गुरुश्च विभवं राहुस्तथाबं-
धनं शुक्रः सर्व सुखं करोति पुरुषं तुष्टो यथा
पार्थिवः ॥ ३८ ॥

સૂર્યની દશામાં ધનનો નાશ; ચંદ્રમાની દશામાં ધર્મ અને દ્રવ્યનો લાભ; મંગલની દશામાં શસ્ત્રથી પીડા, રોગ અને મરણુ; બુધની દશામાં સંપત્તી; શનીની દશામાં મંદગતિ, ( રોગાદિક ); ગુરૂની દશામાં વૈભવ; રાહુની દશામાં બંધન કરાવે; અને શુક્રની દશામાં જેમ રાજા પ્રસન્ન થઈ લાભ કરે તેમ મનુષ્યને સર્વ પ્રકારના સુખો મલે ॥ ૩૮ ॥

॥ अथ नष्टवस्तु परिज्ञान ॥

**प्रश्नभावः ।**

**मेषे वृषे दिषेत्पूर्व आग्नेयां मिथुने तथा ॥**
**दक्षिणे कर्कटे ज्ञयो नैर्ऋत्यां सिंह ईक्षते ॥ ३९ ॥**

મેશ અથવા વૃષભ લગ્નમાં વસ્તુ ગઈ હોય તો તે વસ્તુ પૂર્વ દીશામાં ગઈ છે એમ જાણવું, મીથુન લગ્નમાં ગઈ હોય તો અગ્નિ કોણમાં, કર્ક લગ્નમાં ગઈ હોય તો દક્ષિણમાં અને સિંહમાં ગઈ હોય તો નૈઋત કોણમાં. ॥ ૩૯ ॥

कन्या यां उत्तरे ज्ञेयःप्रतीच्यां तुल वृश्चिके॥ धने चैव तु वायव्यामुत्तरे मकरे घटे ॥ मीन ईशानतो ज्ञेयस्तस्करो दिशिलक्षणम् ॥ ४० ॥

કન્યા લગ્નમાં ગઇ હોય તો ઉત્તરમાં, તુલા અથવા વૃશ્ચિક લગ્નમાં ગઈ હોય તો પશ્ચિમમાં, ધનમાં ગઈ હોય તો વાયુ કોણમાં, મકર તથા કુંભ લગ્નમાં ગઈ હોય તો ઉત્તર દીશામાં અને મીન લગ્નમાં ગઈ હોય તો ઇશાન કોણમાં વસ્તુ ગયેલી છે એમ જાણવું તેમજ તે તે લગ્નમાં તે તે દીશામાં ચોર છે એમ જાણવું ॥ ૪૦ ॥

मेषे च ब्राह्मणश्चोरो वृषभे क्षत्रियो भवेत् ॥ मिथुने वैश्य चौरस्यात्कर्कटे शूद्र एव च सिंहे स्वजन चोरश्च कन्यायां च कुलांगना ॥ पुत्रो वा यदि वा भ्राता तुलायां तस्करो भवेत् ॥ ४१ ॥

મેશ લગ્નમાં વસ્તુ ગઈ હોય તો બ્રાહ્મણ ચોર, વરખમાં ગઈ હોય તો ક્ષત્રિય, મિથુનમાં વૈશ્ય, કર્કમાં શદ્ર, સિંહમાં સ્વજન કન્યા લગ્નમાં ગઇ હોય તો કુલીન સ્રી, તુલામાં ગઈ હોય તો પુત્ર અથવા ભાઈ ચોર જાણવો ॥ ૪૧ ॥

वृश्चिके म्लेच्छ चोरः स्याद्भार्या ज्ञेया धनेन च ॥ मकरे वैश्य चोरः स्यात्कुंभे च मूषकस्तथा ॥ मीने भूमिगतं प्रोक्तं नान्यथा तस्करो भवेत् ४२

વૃશ્ચિક લગ્નમાં ગઈ હોય તો મ્લેચ્છ, ધનમાં ગઈ હોય તો સ્ત્રી, મકરમાં વૈશ્ય, કુંભમાં ઉંદર અને મીનમાં ગઈ હોય તો પૃથ્વીમાં છે એમ જાણવું ॥ ૪૨ ॥

**નષ્ટ વસ્તુની દીશા અથવા ચોર જાણવાનું ચક્ર.**



## उच्च नीच ग्रहबोधक चक्र.

| र. | चं. | मं. | बु | गु | शु. | श. | रा. | के. | ग्रह. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | २ | १० | ६ | ४ | १२ | ७ | ३ | ८ | राशी | उच्च. |
| १० | ३ | २८ | १५ | ५ | २७ | २० | ० | ० | अंश | |
| ७ | ८ | ४ | १२ | १० | ६ | १ | ९ | २ | राशी | नीच. |
| १० | ३ | २८ | १५ | ५ | २७ | २० | ० | ० | अंश | |

॥ इति प्रश्नभावः समाप्तः ॥

### अथ पित्रादि दोष विचारः ॥

पितृजनकृतदोषो दाहतृष्णापि चिंता ज्वर वमन शिरोऽर्ति मेषलग्नेऽङ्पीडा ॥ द्विजवरकृत भोज्यं तर्पणं पिंडदानं जलघटदिनपंच पिप्पलः पूजनीयः ॥ ४३ ॥

કોઇપણ માણુસ રોગી હોય અને તેના સંબંધમાં પ્રશ્ન પુછવા આવે તે વખતે પ્રશ્ન કુંડલીમાં મેષ લગ્ન આવે તો પિતૃઓ સંબંધી દોષ જાણવો તેથી શરીરને વિષે, દાહ, તૃષ્ણા, ચિંતા, જ્વર, ઉલટી અને મસ્તકની પીડા થાય તેની શાંતિ માટે બ્રાહ્મણ ભોજન, તર્પણ, પિંડદાન અને પાંચ દીવસ સુધી એક એક ઘડો જલ પીપળામાં રેડવું અને પૂજા કરવી ॥ ૪૩ ॥

वृषे गोत्रदोषो ज्वरं तापतृष्णा बलंनिर्बलं कर्ण नेत्रे विकारः ॥ कृते शक्तिपाठे च नैवेद्यदाने कृते क्षीरहोमादीके रोगनाशः ॥ ४४ ॥

વૃષભ લગ્ન આવ્યું હોય તો ગોત્રનો દોષ જાણવો, અને તેથી જ્વર, તાવ, તૃષ્ણા, બલનો નાશ, કાન અને નેત્રને વિષે વિકાર થાય. તેની શાન્તિને માટે ચંડિપાઠ, નૈવેદ્ય, અને દેવીને નીમીત્તે ક્ષીર વિગેરેનો હોમ કરવાથી રોગનો નાશ થાય ॥૪૪॥

सदा देवि दोषो यदा युग्मलग्ने करौ च व्यथा अंग भंगो भ्रमश्च ॥ पिठः स्थापनं पूजनं पिंड-दानं शताष्टाहुतिर्गुग्गुलस्यापि कुर्यात् ॥ ४५ ॥

મીથુન લગ્ન આવે તો દેવીનો દોષ જાણવો તેથી કમરમાં પીડા, શરિરનું ભાગી જવું અને ભ્રમ થાય છે, તેની શાન્તિ માટે દેવીનું પીઠ સ્થાપન કરી પૂજન કરવું, પિંડદાન અને ગુગળની એકસોને આઠ (૧૦૮) આહુતી અગ્નિમાં આપવી ॥ ૪૫ ॥

कर्कोदये शाकिनी दोष मुग्रो ह्यजीर्ण वाता-मुख शीर्ष पीडा नैवेद्य दानं पयसापि माषै-र्घृतप्रदीपैः कृत दोष नाशः ॥ ४६ ॥

કર્ક લગ્ન આવે તો ભયંકર શાકિની દોષ જાણવો તેથી અજીર્ણ, વાયુ, મુખ, અને મસ્તકની પીડા થાય તેની શાન્તિ માટે દૂધ અને અડદનું નૈવેદ્ય કરવું અને ઘીનો દીવો કરવો તેથી દોપનો નાશ થાય ॥ ૪૬ ॥

सिंहोदये प्रेत मलीन दोषो अग्निप्रकोपं वमनातिसारं ॥ दर्भैः कृतं पूत्तलिकाविधानं भोज्यंकृतं पिंड तीलतर्पणं च ॥ ४७ ॥

સિંહ લગ્ન આવે તો મલીન એવા પ્રેતનો દોષ જાણવો તેથી અગ્નિનો પ્રકોપ, ઉલટી અને અતિસાર થાય તેની શાન્તિ માટે દર્ભશી પુત્તલ વિધાન કરી બ્રાહ્મણ ભોજન, પિંડદાન અને તિલ તર્પણ કરવું ॥ ૪૭ ॥

कन्याविलग्ने कृतकर्मदोषः प्रलाप मूर्छा भ्रम दाह तापं ॥ षडांगजाप्यं दशमांशहोमं कृते भिषेके खलुदोष नाशः ॥ ४८ ॥

પ્રશ્નમાં કન્યા લગ્ન આવે તો પૂર્વે કરેલા કર્મનો દોષ જાણવો તેથી પ્રલાપ (બહુ બકવાદ), મૂર્છા, ભ્રમ, તાપ અને દાહ ઉત્પન્ન થાય છે, તેની શાન્તિ માટે શિવપંચાક્ષર મંત્રનો જપ તેનોજ દશાંષ હોમ અને અભિષેક કરાવવો તેથી નીશ્ચય દોષનો નાશ થાય ॥ ૪૮ ॥

तुले क्षेत्रपालः कृतोदोषदुष्टो ज्वरं चाग पीडा तथा नेत्ररक्तं ॥ घृतै रक्तपुष्पैश्च सिंदूरयुक्तं द्विजेंद्राय दानं तिलामाष लोहम् ॥ ४९ ॥

પ્રશ્નમાં તુલા લગ્ન આવે તો ક્ષેત્રપાલ સંબંધી દો જાણવો તેથી તાવ, અંગપીડા અને નેત્રમાં રક્તપણું પેદા થાય તેની શાંતિ માટે ઘી, લાલ પુષ્પ; સિંદૂર, તિલ, અડદ અં લોઢાનું બ્રાહ્મણને દાન આપવું ॥ ૪૯ ॥

वैतालदोषोऽलिलग्ने प्रकुर्यात् ज्वरं प्रलापो भ्रम नेत्रपीडा ॥ तस्य प्रशांत्यै करवीरपुष्पं शताष्टाहुतिर्गुग्गुलस्य प्रकुर्यात् ॥ ५० ॥

પ્રશ્ન કુંડલીમાં વૃશ્ચીક લગ્ન આવે તો વૈતાલનો દોષ જાણવે તેનાથી જ્વર, બકવાદ, ભ્રમ અને નેત્રની પીડા થાય તેની શાન્તિ માટે કણેરના ફુલ અને ગુગલ સહિત ઘીની એકસો ને આ આહુતિ આપવી ॥ ૫૦ ॥

महामारि दोषो धने चैव लग्ने शीर्षे च पीडा ज्वरो गात्रभंगं ॥ तस्मात् कृत्वा पूत्तलं क्षेत्र-पालं चंडी विधाने कृते दोषनाशः ॥ ५१ ॥

પ્રશ્ન કાલે ધન લગ્ન આવે તો માહામારીનો દોષ જાણવો તેથી મસ્તકમાં પીડા, જ્વર અને ગાત્રનો ભંગ થાય; તેની શાન્તિ માટે પુત્તલ વિધાન કરી ક્ષેત્ર પાલ પૂજન અને ચંડિ વિધાન કરવું તેથી દોષનો નાશ થાય ॥ ૫૧ ॥

मृगे मार्गिणी क्षेत्रपालस्य दोषो सदा नेत्र-
भंगो ज्वरो देहभंगम् ॥ कृतं पुत्तलं रक्तपुष्पै-
र्युतं च कृतस्नान रुद्रीकृते दोषनाशः ॥ ५२ ॥

પ્રશ્ન કાલમાં મક્કર લગ્ન આવે તો માર્ગિણી અને ક્ષેત્ર-પાલનો દોષ જાણવો તેથી નેત્રમાં પીડા તાવ અને શરીરનો ભંગ થાય તેની શાન્તિ માટે સ્નાન કરી દર્ભથી કરેલા પૂતલાને રાતા પુષ્પથી પુજા કરી રૂદ્રાભિષેક કરવાથી દોષ નાશ પામે॥૫૨॥

घटे पूर्वजो गोत्र देव्यादि दोषो ज्वरोद्वेग
शोकातिसारं तथैव ॥ जलं पिप्पले दीयते पिंड-
दानं तिलं तर्पणं ब्रह्मभोज्यादिकं च ॥ ५३ ॥

કુંભ લગ્ન આવે તો પૂર્વજનો અને ગોત્રદેવીનો દોષ જાણવો તેથી તાવ, ઉદ્વેગ, શોક, અતિસાર વિગેરે થાય તેની શાન્તિ માટે પિપલે પાણી રેડવું પિંડદાન કરવું તિલતર્પણ અને બ્રાહ્મણ ભોજન કરાવવું ॥ ૫૩ ॥

मीने शाकिनी कर्कशा दोष उग्रो हृदि जाठरे दाह पीडा ज्वरं च ॥ कृते पारणं ब्रह्म भोज्यादिकं च शताष्टाहुतिर्गुग्गुलस्य प्रकुर्यात् ॥५५ ॥

પ્રશ્ન વખતે મીન લગ્ન આવે તો કર્કશા એવી શાકિનીનો દોષ જાણવો તેથી હૃદયમાં અને પેટને વિષે પીડા, દાહ તથા જ્વર ઉત્પન્ન થાય; તેની શાન્તિ માટે બ્રાહ્મણને પારણું કરાવવું બ્રહ્મભોજન અને ગુગલની એકસો ને આઠ આહુતિ આપવી ॥૫૫॥

**મેષાદિ લગ્નમાં જન્મેલા બાલક વિષે.**

**સામાન્ય નિયમ**—મીન અને મેષ લગ્નમાં બાલક જન્મે તો બે સ્ત્રિયો હોય, વૃષભ અને કુંભ લગ્નમાં જન્મ થાય તો ચાર સ્ત્રિયો તુલા અને કન્યા લગ્નમાં સાત સ્ત્રિયો ધન અને કર્ક લગ્નમાં જન્મે તો પાંચ સ્ત્રિયો અને બાકીના કોઈપણ લગ્નમાં જન્મે તો સૂતિકા ગૃહમાં ત્રણ સ્ત્રિયો જાણવી ॥ ૧ ॥ ૨ ॥

**વિશિષ્ટ વર્ણન**—મેષ, વૃષ અને મિથુન લગ્નમાં દાઈ નીચ, બાલકે અર્ધશબ્દ કર્યો, નાલ છુટો આવ્યો, જન્મ સમયે છ સ્ત્રિયો જાણવી, પિતા શિવાય બીજાને ઘેર જન્મ થાય અને બાલક જણવાવાલીના સન્મુખ દીવો હોય ॥ ૩ ॥

**કર્ક લગ્નમાં**—જન્મે તો મસ્તક ઉત્તરમાં, દાઈ ઉત્તમ, પિતા પોતાને ઘેર હોય, ઉત્પન્ન થતાં બાલકે રૂદન કર્યું, નાલ

છુટો આવ્યો, ઉત્પન્ન થતાંજ બાલક છીંક્યું, સ્ત્રિયો ચાર, એક પછવાડેથી આવી, દીપક બે વાર સલગાવ્યો, બાલકનિ ડાબી બાજુ લસણ હોય, ખાટલાના ઓસિકા તરફનો પાયો ફાટેલો હોય અને માતાને કષ્ટ થયું જાણવું ॥ ૪ ॥

**સિંહ લગ્નમાં**—મસ્તક પૂર્વમાં,બાલક જન્મતાંજ રૂદન, કરવા લાગ્યું, પિતા ઘેર હોય, સ્ત્રિયો ત્રણ, એક પાછળથી આવી બે વાર દીવો કર્યો, પગ તરફનો પાયો કાપેલો જાણવો ॥ ૫ ॥

**કન્યા લગ્નમાં**—બાળકની માતાનું મસ્તક પશ્ચિમમાં પિતા ઘેર, નાયડો છુટો આવ્યો બાલક સહેજ રોયું, સાત સ્ત્રિયો હોય બે સ્ત્રિયોનાં વસ્ત્ર મલીન જાણવાં, પીલી વસ્તુ ખાધી, દીવો સન્મુખ હોય, અને દાઈ નીચ વર્ણની હોય ॥ ૬ ॥

**તુલા લગ્નમાં**—બાલક જન્મ્યું હોય તો તેની માનું મસ્તક પશ્ચિમમાં હોય, જન્મતાં બાલક રડેલું, બાલકનો પિતા ઘરમાં હતો નહિં. નાયડો છુટો પડેલો દાઇનાં વસ્ત્ર મેલાં, શ્વેત વસ્તુ જમેલ, સૂતિકાગૃહમાં ત્રણ સ્ત્રીઓ હતી. તેમાં એક પાછલથી આવેલી દીવો પછીત તરફ, ખાટલાનો પાયો ફાટેલો પ્રસવ સમયે માતાને કષ્ટ થયું હોવું જોઇએ અને બાલક પૃથ્વી ઉપર આવતાં રડયું હશે ॥ ૭ ॥

**વૃશ્ચિક લગ્ન**—માં જન્મે તો તેની માતાનું મસ્તક ઉત્તર ભણી હશે દાઈ હલકી જાતની, બાલકનો બાપ પોતાના ઘરમાં, નાયડો વળગેલો, સૂતિકા ગૃહમાં છ સ્ત્રીઓ, એક પાછલથી આવી,

જન્મતાં વેંત બાલક છીંકયું હશે, લાલ વસ્તુનું ભોજન કરેલું, માતા પિતાને કષ્ટ થયું હશે ॥ ૮ ॥

**ધન લગ્ન**—માં માતાનું મસ્તક પૂર્વમાં પિતા ઘરમાં દાઈ ઉત્તમ જાતની, સૂતિકા ગૃહમાં ત્રણ સ્ત્રિઓ, તેમાં એક ગર્ભિણી, ખાટલાનો પાયો ફાટેલો, પીલી વસ્તુનું ભોજન કરેલું, પાછલથી એક નીચ જાતિની દાઈ આવી હશે, બાલક બુદ્ધિવાન નિકલે તેમજ પિતાને કંઈક લાભ થાય ॥ ૯ ॥

**મકર**—લગ્ન આવ્યું હોય તો સુવાવડીનું માથું દક્ષિણમાં બાલકનો બાપ ઘરમાં હશે નહીં. જન્મતાં બાલક છીંકયું, નાયડો છુટો પડેલો, દાઈ નીચ જાતની, બે સ્ત્રીઓ, એક પાછલથી આવેલી, કાલી વસ્તુનું ભોજન કરેલું હશે ॥ ૧૦ ॥

**કુંભ લગ્ન**—માં જન્મ થાય તો તેની માનું મસ્તક પશ્ચીમમાં, પિતા ઘરમાં હતો, મા કષ્ટ પામેલી, દાઈ બે હશે, પહેલી એક નીચ જાતની, જન્મતાંની સાથે બાલક રોયું, બાલકની ડાબી બાજુ લસણ, સ્ત્રિયો ચાર, એક પછીંથી આવી, એક ગર્ભવતી હશે, ખાટલાનો પાયો ફાટેલો હોવો જોઇએ ॥ ૧૧ ॥

**મીન લગ્ન**—માં જણનારીનું મસ્તક ઉત્તર દીશામાં, દાઈ ઉંચા વર્ણની, સ્ત્રિયો વિશમ, શ્વેત વસ્તુનું ભોજન કરેલું અને વસ્ત્ર ઉત્તમ હોવાં જોઈએ ॥ ૧૨ ॥

## અશ્લેષા નક્ષત્રમાં બાલક જન્મે તેનું ફલ.

અશ્લેષા નક્ષત્રની પહેલી પાંચ ઘડી એ પુરૂષાકાર સર્પનું માથું છે, તે પછીની સાત ઘડી મોહોડું છે, તે પછીની બે ઘડી

નેત્રો છે, તે પછીની ત્રણ ઘડી ગળું છે, તે પછીની ચાર ઘડી બે ખભા છે, તે પછીની આઠ ઘડી બે બાહુ છે, તે પછીની અગીઆર ઘડી હૃદય છે, તે પછીની છ ઘડી ગોઠણ છે, તે પછીની નવ ઘડી ગુહ્ય છે, અને તે પછીની પાંચ ઘડી પગ છે.

માથામાં જન્મ થવાથી રાજ્યપ્રાપ્તિ, મોહોડામાં જન્મ થવાથી પિતાનો ક્ષય, નેત્રોમાં જન્મ થવાથી માતાનો નાશ, ગળામાં જન્મ થવાથી સંભોગની ક્રિયાઓમાં રૂચિ, ખભાઓમાં જન્મ થવાથી પિતાની ભક્તિ, બાહુઓમાં જન્મ થવાથી બળ પ્રાપ્તિ, હૃદયમાં જન્મ થવાથી ધનનાશ, ગોઠણમાં જન્મ થવાથી ઉદારતા, ગુહ્યમાં જન્મ થવાથી ભોગ પ્રાપ્તિ અને પગમાં જન્મ થવાથી ધનવાનપણું થાય છે."

## જ્યેષ્ઠા નક્ષત્રમાં બાલક જન્મે તેનું ફલ.

"જ્યેષ્ઠાની પેહેલી છ ઘડીમાં જન્મ થાય તો માતાની માતા મરે, બીજી છ ઘડીમાં જન્મ થાય તો માતાનો બાપ મરે, ત્રીજી છ ઘડીમાં જન્મ થાય તો મામો મરે, ચોથી છ ઘડીમાં જન્મ થાય તો માતા મરે, પાંચમી છ ઘડીમાં જન્મ થાય તો પોતે મરે, છઠ્ઠી છ ઘડીમાં જન્મ થાય તો ગોત્રનો ક્ષય થાય, સાતમી છ ઘડીમાં જન્મ થાય તો બન્ને કુલનો નાશ થાય, આઠમી છ ઘડીમાં જન્મ થાય તો મોટો ભાઈ મરે, નવમી છ ઘડીમાં જન્મ થાય તો સસરો મરે અને દશમી છ ઘડીમાં જન્મ થાય તો એ સઘળાનો વિનાશ થાય."

## મૂળ નક્ષત્રમાં બાલક જન્મે તેનું ફલ.

જ્યેષ્ઠા નક્ષત્રની છેલ્લી એક ઘડી અને મૂળની પહેલી બે ઘડી અભૂક્ત મૂળ કહેવાય છે એમાં બાલક જન્મે તો પિતાએ આઠ વર્ષસુધી તેનું મોહોડું જોવું નહી. ( મૂળ નક્ષત્રની વૃક્ષરૂપે કલ્પના કરી તેનું ફલ ) મૂળ નક્ષત્રની ચાર, સાત, દશ, આઠ, નવ, પાંચ, છ અને અગીઆર એ ઘડીઓ અનુક્રમે મૂળ, સ્તંભ, ત્વચા, શાખા, પત્ર, પુષ્પ, ફલ અને શિખા રૂપછે. મૂળમાં જન્મ થાય તો મૂળનો વિનાશ કરે, સ્તંભમાં જન્મ થાય તો હાની કરે અને ધનનો ક્ષય કરે, ત્વચામાં જન્મ થાય તો ભાઇનો વિનાશ કરે, શાખામાં જન્મ થાય તો માતાનો વિનાશ કરે, પત્રમાં જન્મ થાય તો પરિવાર વધે પુષ્પમાં જન્મ થાય તો રાજાની પ્રીતિ કરે, ફલમાં જન્મ થાય તો રાજ્ય કરે, અને શિખામાં જન્મ થાય તો થોડું જીવે.

## બીજા વ્યતોપાત વિગેરેમાં જન્મ થવા વિષે ફળ.

વ્યતિપાતમાં જન્મ થવાથી અંગની હાની થાયછે, પરિઘમાં જન્મ થવાથી મરણ થાયછે, વૈધૃતમાં જન્મ થયાથી પિતાની હાની થાયછે, અમાવાસ્યામાં જન્મ થવાથી આંધળા પણું થાયછે, પ્રાતઃસંધ્યા તથા સાયં સંધ્યામાં જન્મ થયાથી અંગોમાં વિકાર તથા હીનપણું પ્રાપ્ત થાયછે, અને પર્વમાં જન્મ થયાથી સઘળાં અરિષ્ટો તથા ભય થાયછે, વલી ગર્ભે દાંત સહીત જન્મે, પગથી જન્મે, ઊંધો જન્મે કે નાભીના નાળવાથી વીંટાએલો જન્મે તો દેશનો, રાજાનો તથા પોતાનો પણ વિનાશ કરેછે.

ઉપરના સઘળા યોગોમાં જન્મેલા માટે શાન્તી કરવી, તેની વિધી શાન્તીસારમાં છે.

## પલ્લી ( ઢેડગરોલી=છાપકી=અંધિચિચી ) પડે તેનું ફલ.

दक्षांगोदरनाभिहृत्सु पतिता पल्ली वरांगे हनुं मुक्त्वा नुः शुभदा स्त्रियाः फलमिदं वामेतरव्यत्ययात् ॥ इत्याहुः सरठप्ररोहणफलं पातेऽन्यथैके वृथा पल्ल्यारोहणकेऽपि वस्त्रसहितं स्नात्वा चरेच्छांतिकम् ॥ १ ॥

"પુરૂષના જમણા અંગમાં પેટ, નાભી, હૃદય અને હડપચી વિના કંઠથી ઉપર મુખ, મસ્તક ઈત્યાદિક વિષે પલ્લી પડી હોય તો શુભ છે. એજ ફળ સ્ત્રીના ડાબા અંગમાં જાણવું. સરઠ ( કાકીડા ) ના ચડવામાં એજ ફળ જાણવું. કાકીડા ઉપરથી પડયો હોય તો વિપરીત ( અશુભ ) ફલ જાણવું. તેમજ પલ્લી ઉપર કહેલા અંગ ઉપર ચઢી હોય તો અશુભ ફલ જાણવું. પલ્લીનું ઉપર ચઢવું અને કાકીડાનું ઉપરથી પડવું તેમાં શુભ અશુભ કંઈ પણ ફલ નથી એમ કેટલાએક આચાર્ય કહેછે; તેમ છતાં પણ વસ્ત્રસહિત સ્નાન કરી શાન્તિ કરવી.

गोविंदरामाभिधविप्रर्यो, ज्योतिर्विदां श्रेष्ठतमो किलाभूत ।
भाईशिवाख्यश्च तदीयसूनुः, सांवत्सरः सोऽपि बुधाग्रगण्यः ॥
तत्पुत्रः सुभिषग्वरो गुणगणालङ्कारवान्दैववित् ।
सन्मान्यः समुडेटिपत्तनकृतावासोऽप्युमाशङ्करः ॥
तत्पुत्रेण सुवालुकेश्वरसुविद्यागारमुख्येन वै ।
दुर्गाशङ्करशास्त्रिणास्य रचिता भाषा मुदे स्यात्सताम् ॥

---

१ भाईशङ्कर

**श्रीईशावास्योपनिषद्**—સંસ્કૃતમૂળ, શબ્દેશબ્દનો અન્વયાર્થ, વિસ્તૃત ટીકા, વિવેચન અને રહસ્યદર્શક સવિસ્તર ભૂમિકા સહિત. **મૂલ્ય માત્ર ચાર આના.**

મહારૂદ્ર અને અતિરૂદ્રમાં વરવાની ઇચ્છા રાખનાર વિપ્રો માટે **एकषष्ट्युत्तरशतवामन्त्रविभागात्मकरुद्रहोमस्वाहाकाराः**—આ નામનું પુસ્તક જેમાં રૂદ્રના એકસોએકસઠ સ્વાહાકારો શુદ્ધ છપાએલ છે. આ પુસ્તક કોઈ યાજ્ઞિકો પાસેજ લભ્ય હતું, તેથી અન્ય બ્રાહ્મણોને તે અલભ્ય હતું. સર્વ વૈદિક બ્રાહ્મણોના ઉપયોગ માટે આ પુસ્તક અપૂર્વ છે. **મૂલ્ય બે આના.**

**श्रीयजुर्वेदत्रिकालसंध्या**—જેની સાથે સંક્ષિપ્ત આહ્નિક, સૂત્રોક્ત સંધ્યા, ગોપાલારતી, ગંગાધરારતી સૂતકમાં સંધ્યા કરવાનો નિર્ણય, જપના નિયમ અને તેનું ફલ વિગેરે ઉપયોગી વિષયોથી ભરપૂર. **મૂલ્ય બે આના.**

**श्रीसामवेदत्रिकालसंध्या**—સૂતકમાં સંધ્યા કરવાનો નિર્ણય વિગેરે અન્ય સંધ્યોપયોગી શાસ્ત્રાર્થ સહિત. મૂલ્ય અર્ધો આનો.

ઉપલાં પુસ્તકો સામટાં મંગાવનારને કમીશન આપવામાં આવશે.

**મલવાનું ઠેકાણું**—શાસ્ત્રી દુર્ગાશંકર ઉમાશંકર શર્મા મુડેટીકર, શ્રીવાલુકેશ્વરપાઠશાળા પોસ્ટ મલબારહીલ **મુંબઈ.**

તથા પંડિત નારાયણ મૂળજી રામવાડી **મુંબઈ.**

આ શિવાય સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મલશે.